


# ઘેલાભાઈ લીલાધર.

સને | કીમત ૪ આના. | ૧૮૮૮

ધી ઍંગ્લો જુઈશ એન્ડ વર્નાક્યુલર પ્રેસ. મસીદબંદર રેલવે સ્ટેશન સાંબે.

# ગરબા સાર સંગ્રહ.

## ભાગ પેહેલો.



## સ્ત્રીઓને કેલવણી લેવાને બોધ.

——:o:o:o:——

બેહેનો તમે ભાવ સહીત ભણજો,
ગાંડા લોકો નીંદે તે નવ ગણજો—બેહેનો૦ ॥૧॥
ભણે તે તો ભગવંતને ભાવે,
એથી દીલ જ્ઞાન અધીક આવે;
તજી અવગુણ સદગુણ લાવે—બેહેનો૦ ॥ ૨ ॥
ભણે તે તો અપજસથી ભાગે,
જેને ઘણી લાજનો ખપ જાગે;
મોટી સતીયોનું પદ માગે—બેહેનો૦ ॥ ૩ ॥
દુરાચાર હોય ન ભણે તેમાં,
જગ્યા જુઓ કેદી રહે જેમાં,
અધીક તો હશે અભણ્યા એમાં—બેહેનો૦ ॥ ૪ ॥
ભણેલી હતી રૂકમણી રાણી,
મીરાંબાઈ મુલકમાં વખણાણી;
જેની કવીતા જગતે જાણી—બેહેનો૦ ॥ ૫ ॥
પ્રીયાને પાપ ભણે લાગે,
એવું કોઇ લખી ન ગયા આગે;
મ્હોડે બોલનારા જુતી માંગે—બેહેનો૦ ॥ ૬ ॥

ભણ્યા વિના ક્યાંથી અક્કલ આણે,
નીતીની રીતી તે કેમ જાણે,
ભણ્યા વીના, જણ પશુ પ્રમાણે—બેહેનો૦ ॥ ૭ ॥
ભણી ગણી નાગરની નારી,
શી રીતે નહી કહીયે સારી;
ચતુર લેજો ચીતમાં વીચારી—બેહેનો૦ ॥ ૮ ॥
ભણો તમે આલસ ભ્રમ છોડી,
થશે તેથી લાજ નહી થોડી;
કહે ઘેલાભાઈ કર જોડી—બેહેનો૦ ॥ ૯ ॥

## પાણી ભરતી પણયારીની.

———:o:o:o:———

રોકયો પનઘટ રસીયા રાજ, પાનીડાં કેમ ભરીયે, પીડે લોકડીયાંની ઘણી લાજ, પાનીડાં કેમ ભરીયે—ટેક. આજ ચીતની ચેતવણીછે, બીજું મુને ભાસે મારા રાજ—પા૦ ॥ ૧ ॥ મારાં અંગ ઉપર નીચે નેણ, પાનીડાં કેમ ભરીયે, કરે ચંચલ ચોરવાનું ચીત, મુને ભાસે મારા રાજ—પા૦॥૨॥ કવેળામાં નાનકડી નાસ્ય, પાનીડાં કેમ ભરીયે, આવે ઓચીંતા દુરીજન કોય, ઘણું ખોટાં મારા રાજ પા૦ ॥ ૩ ॥ ઘેલાં કહાડયાની તમને છે ટેવ, પાનીડાં કેમ ભરીયે, હજી છોકરવાદી નથી છુટી, થયાં મોટાં મારા રાજ પા૦ ॥ ૪ ॥ ધાર્યું થાસે ધીરજ રાખો આપ, પાનીડાં કેમ ભરીયે, સમો સાંપડે સહુ સુખ હોશે, ધીરજ રાખો મારા રાજ પાની૦ ॥ ૫ ॥ તો પણ લાજ

તજીને આજ કહીયેજી, પાનીડાં કેમ ભરીયે, હમો સર્વે છઇયે તમારી દાસી, રખે તરસો મારા રાજ—પા૦॥ ૬॥ મા બાપે અવર કર આપીજી, પાનીડાં કેમ ભરીયે. હમો મન થકી નીશચે તમને પરણી, એમ જાણો મારા રાજ પા૦ ॥ ૭ ॥ આજ કાલજડાનું કહી નાખ્યુંજી, પાનીડાં કેમ ભરીયે, હવા રાજને રૂચે એમ રંગરસ, માણો મારા રાજ—પા૦ ॥ ૮ ॥ રીઝયો દાસ દયાનો સ્વામી સુણતાંજી, પાનીડાં કેમ ભરીયે હઈયે હેતનો સાગર ઉછલ્યો ઊરચાંપી મારા રાજ—પા૦ ॥ ૯ ॥

## વાંસલડી વગાડવાની વીનંતી.



વાંસલડી વાજે, સાંજે આજ વાંસલડી વાજે; વાત માહારી ભુલીમાં જાજે; સાંજે આજ વાંસલડી—ટેક. જે જ્યમ કરવું હોયેજે રીતે, તે તો ગીત વીશે ગાજે—સાં૦ ॥ ૧ ॥ કોઈના કહેશો કદી કોઇ પુછે તો. સમ જુગતે ખાજે—સાં૦ ॥ ૨ ॥ નંદ જશોદાજી તો છે ભોળા, તેહેને વીવેક વ્હાજે—સાં૦ ॥ ૩ ॥ આપ તો સદા સુખી છો પણ, આજ સુખ માહારૂં ચાહજે—સાં૦ ॥ ૪ ॥ મારા દોષ ના વીચારશો વાલમ, દીન બંધુ થાજે—સાં૦ ॥ ૫ ॥ દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પરેમ પુરણ પાજે—સાં૦ ॥ ૬ ॥

## સામલયાને વીનંતી.



સામલીયાને વીનંતી કરીને, ઓધવ કહેજો અરજી રે—સામ૦ ॥ ૧ ॥ પ્રીત કરીને પરેહર્યા છો, સ્વારથના છો ગરજી રે—સામ૦ ॥ ૨ ॥ દુધયા દહીના દામ તો દેવો, ખાઇ બેઠા છો કરજી રે—સામ૦ ॥ ૩ ॥ લીધાં વચન તે નવ પાલો શીદ, મતી ફરી છે હરજી રે—સામ૦ ॥ ૪ ॥ ફાટી કામલી ફેંકી શાને, નહીં મલયો શું દરજી રે—સામ૦ ॥ ૫ ॥ સશી સુરતની કન્યા મોહો, વાહા કુબડી ના વરજીરે—સામ૦ ॥ ૬ ॥ શુધડ પ્રીતમને એટલું કેહેજો, જેમ તમારી મરજી રે—સામ૦ ॥ ૭ ॥

———:ooo:———

## બગયાંમાં બીરાજેલા બાલમને વીનંતી.

———:ooo:———

બગીયાં બગીયાં બગીયાં રે, મારો બાલમ બીરાજે સારી બગીયાં—બગી૦ ॥ ૧ ॥ મોર મુધટ પીતાંબર ધારી, કુંડળપર ચીત લગીયાં રે—મારો૦ ॥ ૨ ॥ વંદ્રા રે વનની કુંજ ગલનમે, સોલસે ગોપીને શામે ઠગીયાં રે—મારો૦ ॥ ૩ ॥ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ ચીત લગીયાં રે—મારો૦ ॥ ૪ ॥

———:oooo:———

## કેફ કરવામાં અવગુણ.

——:00:——

તજો તમે કેફ કરમ કરવું,
જેથી થાય મોત વીના મરવું—તજો તમે કેફ૦ ટેક.
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરથી વીચારો;
દુ:ખી થશે કેફનો કરનારો—તજો તમે કેફ૦ ૧॥
પીશે જે જન મદીરા તાડી,
તેના ફળ દેશું દેખાડી;
ઊંચે પદથી દેશે પાડી—તજો તમે કેફ૦ ૨॥
અફીણથી કંઈક ગયા ઊડી,
ગમાવી ગાંઠ થકી મુડી;
મુઆ દુ:ખ દરીઆમાં બુડી—તજો તમે કેફ૦ ૩॥
મુરખને મુરખ મલે સંગી,
લીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલહીણાં એ તો અડબંગી-તજો તમે કેફ૦ ૪॥
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકમાં નીંદાશે—તજો તમે કેફ૦ ૫ ॥
પીએ કોઇ ગાંજો ગુણ જાણી,
ધુમાડો ખેંચે બળ આણી;
એની તો અક્કલ વેચાણી—તજો તમે કેફ૦ ૬ ॥

તે સરવે રોગ કરે તનમાં,
અમે સાંભળયું વઇદો જનમાં,
મોટા તમે માની લેજો મનમાં—તજો તમે૦ ૭॥
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે ચિંતે;
રેહેજો રૂડાં માણસની રીતે—તજો તમે કેફ૦ ૮ ॥
પ્રભુ થકી જો દીલમાં ડરીએ,
કદી એવું કરમ નહીં કરીએ;
શીખામણ સારી રૂદે ધરીએ—તજો તમે કેફ૦ ૯॥
બનાવી ગરબી બહુ સારી,
સુણી જે દેશે વીસારી,
તેના મુખ ઉપર પેંજારી—તજો તમે કેફ૦ ૧૦ ॥
વારે વારે શું કહીયે વારૂં,
સ્નેહે કરી કહુ છું તમ સારૂં;
માનો ગેલાભાઈ કહે.મારૂં-તજો તમે કેફ૦૧૧ ॥

## રામચંદર વનવામાં સિધાવ્યા તે ઊપર તિથીઓનો ગરબો.

——:000:——

રઘુપતી રામ રૂદેમાં રહેજો રે.—ટેક.
સખી પડવે તે પંથે ચાલયા રે,
મહા વનનાં તે મારગ ઝાલયા રે,
સાથે સીતાને લક્ષમણ બાલા—રઘુપતી૦ ૧ ॥

સખિ બીજે મઢીમાં બિરાજે રે,
જેવાં નદીયો તણાં નીર ગાજે રે;
રામ મેલી ગયા રૂડું રાજે—રઘુપતી૦ ૨
સખિ ત્રીજે તે વનની ઝાડી રે,
દશ ફૂલ તો મંગાવે છે દહાડી રે;
સારી શોભે સીતાજીની વાડી—રઘુપતી૦ ૩ ॥
સખિ ચોથે કેવડીયો બેં કેરે,
ફાલયો ફુલયો ને મોગરો મેંકે રે;
એવી લીલી લટાઓ લેકે—રઘુપતી૦ ૪ ॥
સખિ પાંચમે પોપટ પાલયો રે,
પાંખ લીલી ને કાંઠલો કાલો રે;
રામ નામ ભણંતો ભાલયો—રઘુપતી૦ ૫ ॥
સખિ છઠે છેતરવાને આવયો રે,
કુડો કપટી રાવણ સાથે લાવયો રે,
બે મુખનો મરગ બનાવયો—રઘુપતી૦ ૬॥
સખિ સાતમે શ્રી હરી સમર્યા રે,
વાડી ભેલી ઉડાડયા ભમરા રે;
રૂખ સહીને ઉપાડયા ડમરા—રઘુપતી૦ ૭ ॥
સખિ આઠમે એને નિહારયો રે,
ધનુષ્ય ધારીને મરગલો મારયો રે,
મરગ મરતી વખતે પોકારયો—રઘુપતી૦ ૮॥

સખિ નોમે તે નાંખયો તીર રે,
જઇ વાગ્યો મરગને શીર રે;
ધાજો ધાજો લક્ષમણ વીર—રઘુપતી૦ ૯ ॥
સખિ દશમે કહે લક્ષમણને રે,
બેલી વીરો બોલા છે તમને રે;
આડી આણ દીધી છે અમને—રઘુપતી૦ ૧૦॥
સખિ એકાદશી અપવાસી રે,
લંપટ લેવાનો લાગ તપાસી રે;
રાવણ સીતાને લઇ ગયો નાસી—રઘુપતી૦ ૧૧॥
સખિ બારશે હનુમાન બલીયો રે;
ઠેકી સમુદ્ર પાર નીકલયોરે;
જઇ જોગ માયાને મલીયો—રઘુપતી૦ ૧૨ ॥
સખિ તેરશે ત્રંબાલુ ભાગે રે;
હાંક હનુમાન કેરી વાગે રે;
લાય લંકાગઢમાં લાગે—રઘુપતી૦ ૧૩ ॥
સખિ ચૌદશે ચીત વીચારી રે,
ફોજ વાંદરની રચી સારી રે;
રામે રાવણને નાખયો મારી—રઘુપતી૦ ૧૪॥
સખી પુનમે પ્રભુજી આવયા રે,
થાલ ભરી મોતીડે વધાવયા રે;
માતા કૌશલાને મન ભાવયા—રઘુપતી૦ ૧૫॥
સખિ પંદરે તથીયો થઇ પુરી રે,
એમાં એક નથી અધુરી રે;
ગેલાભાઇની વાણી મધુરી—રઘુપતી૦ ૧૬ ॥

## ગરબી.

સૈયર શીદને વોરાવો મારે સાસરે જો, હું તો રહી છું અલબેલી તારે આશરે જો ॥ ટેક ॥ મુને ચુડલો પેહેરાવો અમદાવાદનો જો, મુને સાડી પેહેરાવો નાગપુરની જો ॥ સૈયર ॥ ૧ ॥ મુને બરફી ખીલાવો સુરત શેહેરની જો, મુને પેડાં ખવરાવો મથુરાં શેહેરના જો ॥ સૈંયર ॥ ૨ ॥

## ગરબી.

—:oo:—

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરીનેરે એવા કઠણ થયાછે કાન, ના આવ્યા ફરીને રે—ટેક. ॥ ૧ ॥ વાહાલે અમ્રત પાઈને ઉછેરયાં, વહાલે માર અમનેરે; હવે વીખડાં ઘોળી શું પાઓ ઘટે નહી તમનેરે; ॥ ૨ ॥ વાહાલે ફુલ પછેડા ઓઢાડયા, વાહાલે મારે, અમનેરે, હવે ખેંચી ખેંચી શીદ લોછો ઘટે નહીં તમનેરે; લાવ૦ ॥ ૩ ॥ વાહાલે ઊંડા કુવામાં ઉતારયાં વાહાલે મારે અમનેરે, હવે તાડી તાડી શીદ લોછો ઘટે નહીં તમનેરે. લાવ૦ ॥ ૪ ॥ વહાલે દુધડાં પાઇને ખેલવ્યાં વહાલે મારે અમનેરે, હવે પાણી વિના તલસાવો ઘટે નહીં તમનેરે; લાવ૦ ॥ ૫ ॥ વહાલે રાસ રમાડી રીઝાવ્યાં, વહાલે મારે અમનેરે, હવે આંસુડાં શું પડાવો ઘટે નહી તમનેરે; લાવ૦ ॥ ૬ ॥

## ગરબી.

—:oo:—

મેહેલો મારગ જાવા દો હરી ક્રશ્ન મોરારી. ટેક.— લોક દુરજન દેખેરે, રીતી એ નથી સારી; વેલા વીતી જાશેરે. ગોરસ મારૂં નહીરે ખપે મેલો૦ ॥ ૧ ॥ મારી સાસુ ઠગારીરે, નણદી મારી નઠારી; માહારો સસરો સું વાલોરે, તેનું કાંઈ નવ ચાલે, મેલો૦ ॥૨॥ માહારો પરણ્યો અટારોરે, જો જાણે વાતકશી; લડવાને બેસેરે કે દેખે લોક હશી મેલો૦ ॥ ૩ ॥ તુમે સમજો છોગાળારે, હવે ઘણી વાર થઈ; મન મળવા ચાહાસેરે તો મલશુ વાર કરી મેલો૦ ॥ ૪ ॥ તુમથી નથી અંતરરે પ્રાણ તુમ સાથ ફરે જ્યારે દેખુ તમનેરે, ત્યારે માહારૂ મન ઠરે મેલો૦ ॥ ૫ ॥

## ગરબી.

—:oo:—

મેહેલો મારગે અમે જઈએરે, હરી ડાંડા વના થઈ ને કાંના મેલો મારગે અમે જઈએરે ટેક. ॥ ૧ ॥ માનો માનો કહયાં વરજવાશીરે, મને જાવા દો જાની ઉદાશીરે; અમે ગોકુળનાં રેહેવાસી. કાહના૦ ॥ ૨ ॥ પ્રભુ સોળસો ગોપી તુમારીરે, એક એકથી સરસ બ્રીજ નારીરે; સીદને લોછે તે લાજ હમારી કહાના૦ ॥ ૩ ॥ રાજા કંસ નથી કાંઈ થારે રાજ એવા ફાટી ગયા તમે શીદને કાજ; ભુંડા મનમાં ધરો કાંઇ ધ્યાંન કાહના૦

॥ ૪ ॥ આવો આવો બસી તુમે ગાવોને, માહારી પીડા મટાવીને જાવોનો; એ કાનુડાને કાંઇ સમજાવો કોહના ॥ ૫ ॥

## ગરબી.

કાહાના અળગો રહેને પલો લાગશે જો; માહારી મહીનીરે; માહારી મહીની મટુકી ઉતાર તો, અળગો રહેને પલો લાગસે જો. ટેક. ॥ ૧ ॥ કહાંના હું તે છું બ્રીંજ કેરી બ્રાહ્મણી જો; તું છે ગાયોને ગોવાળ જો, અળગો. ॥ ૨ ॥ કહાના મહારે ઓઢણ ચંપા ચુંદડીજો, કાળી કામળીનો ઓઢણ હાર જો; અળગો૦ ॥ ૩ ॥ કહાના મારે જમંણ શીરા લાવશી જો, ખાટી છાશનો તું પીવણ હાર જો; અળગો૦ ॥ ૪ ॥ કહાના મહારે પોઢણ લાલ ઢોલીયા જો. તુટી ખાટલીનો પોઢણ હાર જો. અળગો૦ ॥ ૫ ॥ કહાનાં મારે રહેવાને હવેલીઓ જો તું વગડાનો વસનાર જો; અળગો૦ ॥ ૬ ॥ કહાના માહારે મુખવાસ લવીંગ એલચી જો. તું પાંદડાંનો ચાવણ હાર જો; અળગો૦ ॥ ૭ ॥

## ગરબો.

મૈયાના દાન અમે ના દૈયે રે લોલ ॥ ટેક ॥ આઠ કુવાને નવ વાવડીરે લોલ; રાધા રાણી પાણીડાની હારરે ॥ મૈયા ॥ ૧ ॥ પારે ઉભો તે કુંવર કાનૈયોરે

લોલ; કાહ્નનાં મુને ગડુલો ચડાવ રે ॥ મૈયા ॥ ૨ ॥ ગડુલો ચડાવે તારી સૈયરૂં રે લોલ; તું તો મારી ઘરડાની નારરે ॥ મૈયા ॥ ૩ ॥ ફટરે ભુંડાને ફટ પાપીયારે લોલ; તું તો મારી ગાયોનો ગોવાળરે ॥ મૈયા ॥ ॥ ૪ ॥ ચેલ મરડીને ગડો મેં ચડા૦યોરે લોલ; તુટી મારા કમખાની કાંશરે ॥ મૈયા ॥ ૫ ॥ ભાઇરે દરજીડા વિરા વિનવું રે લોલ; સાંધ મારા કમખાની કાંશરે ॥ મૈયા ॥ ૬ ॥ ટાંકે ટાંકે તે ટાંક ગુગરી રે લોલ, હૈડે લખ રૂડા મોરરે ॥ મૈયા ॥ ૭ ॥

## સરસ્વતી વિશે ગરબો.

———:o:o:o:o:———

સખી સરસ્વતીને સંભારી; સુખ કાજે જો,
સમરણ કરતાં દુઃખ જાય, સઘલાં આજે જો—સખી૦
સખી જેને મુખ છે સરસ્વતી, સુખ રાજે જો,
જાણો છો તે છે સુખી અતી, વળી આજે જો—સખી૦
સખી ભણેલ બાઈ ભીખે નહીં, સુખ કાજે જો,
થાશે સુખી શીખે કંઇ, વળી તે આજે જો—સખી૦
સખી શીખેલી જે ભામની, સુખ કાજે જો,
તે પીયુને થાશે કામની, વળી આજે જો—સખી૦

## પ્રભુ પ્રગટયા તેની બલહારી.

———:o:o:o:o:———

પ્રભુ પ્રગટયા સુર કાજ સુરય વંશમાં જો,
ક્ષત્રી કુલમાં ગણાય અવંસમાં જો—૧ ॥

વાણી પરયન્હાલી શીશુ રૂદનની સાંભલી જો,
સંભ્રમ ચાલી આવી રાણી સઉ ટોલે મલી જો—રા।
સુણી દસરથ સુત જન્મ શ્રવણ તે સમે જો,
બ્રહ્માનંદ તુલ્ય જાણું મન બહુ ગમે જો—૩।।
ચારણ ભાટ ગુણી ગંધરવ રાજી થાય છે જો,
પાવન ગુણ રામ તણા મુખે ગાય છે જો—૪।।
હરૂદય હરષવંત નગર નર નારી તણાં જો;
જીવો રાજકુંવર કહી લે વીવીધ વારણાં જો,—૫।।

## હરી ગુણ ગાવા વીશે.

——0:0——

ધન્ય જેણે હરી ગુણ ગાયા, સંસારમાં-ધન્ય જેણે હરી ગુણ ગાયા—ટેક. બધા સંસારમાં તે નર જીત્યો, બાકી સહુ જાણે વ્હવાયા—સંસારમાં૦ ।। ૧ ।। જમના ઝપેટાથી નવ ચેત્યા, ધુલ મલયું ડહાપણ ક્યાં—સંસારમાં૦ ।। ૨ ।। હાથી ઘોડા સુખ પાલે બેસે શું થયું, શું થયું મેલવી ઘણી માયા—સંસારમાં૦ ।। ૩ ।। કંઠ સાહી તુને કહાડશે પલકમાં, દુર રહેશે સગાં વીત જાયા—સંસારમાં૦ ।। ૪ ।। દયા જપો નીત્ય નામ નંદ કુંવરનું, સફલ થશે તહારી કાયા—સંસારમાં૦ ।। ૫ ।।

## કજોડાં વાલી સ્ત્રીનો વીલાપ.

——:000:——

બળો બળો રે આ અવતાર, દુખ મુજને ઝાઝું;
મારો શ્વામી છે નાનું બાળ, નીત્ય દેખી દાઝું—ટેક.

નવ વરષનો નાવ છે મારો, હું છું જોબન વેશ રે;
સોલ વરસની ઊમર મારી, તેથી થાએ કલેશ—દુખ૦૧
પાપી પીતાને શું હવે જાચું, કંઇ ન રાખ્યું જ્ઞાન રે;
કુલીન ધરનો વર જોઈ મને, દીધું કન્યાદાન—દુખ૦ ૨
બાલાપણમાં ઝેરથી મુજને, મારી હોત તો સારૂં રે;
આ અવસર નહીં બલતે આવું, કુણું કલેજું મારૂં—૩
બાલક અણસમજુ પતી મારો, દેખી દીલ બહુ દાઝેરે
દુઃખ રૂદેનું કહેતાં આજે, મન મારૂં બહુ લાજે—દુ૦૪
પહોર દીવસ ચઢે પોઢીને ઉઠે, દાતણ પાણી ન કરતો રે
રોતો રોતો મા પાસે જઇ, પેટ પોતાનું ભરતો—દુખ૦૫
ખાતાં ખાતાં ગલીચી કરતો, મા તેની કકલતી રે;
ભાન શરીરનું લેશ નહી તેહને, તેથી હું નીત્ય બલતી.દુ૦૬
આ કરતાં પીઉ હોત નહી તો, માનત મનથી સારૂં રે;
દેખીને દાઝે છે આજે, કુણું કલેજું મારૂં—દુખ. ૭
મેષ રાશી કહેછે મુખથી, કોઇ કજોડું ન જોશો રે;
દુખ પુત્રીનું દેખી અંતે, પોક મુકીને રોશો—દુખ. ૮

## ગરબી.

——:000:——

મોહોલે પધારો માહારાજ, મણીધર મોહોલે પધારો. નારી જુવેછે વાટ, મણીધર મોહોલે પધારો, મારો શીયોરે અપરાધ, મણીધર મોહોલે પધારો. રૂદન કરે રાધા નાર, મણીધર મોહોલે પધારો. ॥ ટેક. ॥ સીસો

ભાંગયો સાંધતાં, મન ભાંગયો કુવેંણ, મોતી ભાંગયો વીધતાં, તેને નહી સાંધો નહી રેણ,—મણી. સોનું કરીને સાટવયું, કરમે નીકળયુ કથીલ, પંડીતાઈને રે;-મોહોલે૦ ॥ ૧ ॥ પોથી વાંચીને પરમાર્થ ન કીધો, કુટંબ પોખયું કમાઈને રે;-મોહોલે૦ ॥૨॥ ભાગવત ભાખયું હેત રૂદે ન રાખયું, રહયો આપ સવારથ સાધને રે;—મોહોલે૦॥ ॥ ૩ ॥ શેષને માથે મણીછે તોય પણ, જીવે છે જીવ ખાઇને રે;—મોહોલે૦ ॥૪॥ કહે પ્રીતમ પોતાના ડહા-પણથી, ગયો ચોરાશીમાં વેહેવાઈનેરે;—મોહોલે૦ ॥૫॥ ચીંતામા ચતુરાઈ ઘટે, મારા સોસે સુકાંણા શરીર, મણી. શ્રી કરશણજી ગાડા જોતરયા માંહે ભરયાછે કસુંબા રંગ, પરણયોં હોયતો સાટવે, મુંને રાતા ચુડલાની ખાંત, મણી. ભરજોબનમાં નારી, પીઊ ગયો પરદેશ, જુવો અબળા કરે સંતાપ, મારા બાપને માથે પાપ, મણી. શ્રી કરશણજી ગાડા જોતરયા, માંહે ભરયાછે હીર, પરણયોં હોયતો સાટવે, મારા ફાટી ગયાછે ચીર મણી. આજુ બાજુ ઝુપડી વળી વચમાં ઢાળયો બાજ, દીકરાને ઘેર દીકરા, તેને પરણયાનો શીયો કાજ. મણી. ડુંગર ઉપર ડેલડી, નીચે ધડુકે નીર, ચતુર હોયતો ચેતજો, મુરખ મનમાં કરેરે વીચાર મણી.

## ગરબી.

---

મારારે સવામી બોલોની વાલા:—ટેક.
ઘેલીરે થઈને, ગોકુળમાં ભમતી,
બીજારે કોઇની, વાતો નથી ગમતી;—મારારે સવાંમી ૧

એવીરે તમને, કોણ મળી હતી,
જણેરે તારૂં, ચીતડું લીધું લુંટી;—મારારે સવામી ।।૨।।
વાલારે તારી વાટલડી જોતી,
આંસુંડા ભરી ભરી રોતી;—મારારે સવામી ।। ૩ ।।
બુરે રે લોકે, ભરમાવીયું તમને,
તેથીરે તમે, મેલો ચાલયા અમને;—મારારે સવાંમી ।૪।
વાલા રે તારો, પગચંપીયો કરશું.
મોહવન તારી, મરજીમાં રેહેશું;—મારારે સવાંમી ।।૫।।

## ગરબી.

---

હમકું છાંડ ચલે બન માધુ, રાધા વિચાર કરે મનમેરે; હમકું. ટેક—કાર્તકી ઓર, કરત સબ સખીયન, રાધા વીચાર કરે મનમેરે, તુમતો શાંમ, જનમકે કપટી હમસે કપટ કીનો મનમેરે; હમકું. ।। ૧ ।। માગસર ગેંઢ, બનાયે સાવરે, જાએ ખેલે તરત જમના પેરે, ખેલત ગેંદ ગોરી જમનામેં, કાલી નાગનથી છનમેરે; હમકું. ।। ૨ ।। પોસ મહીને ટાઢ, પડત હય, નીંદ ન આવે મોરે નેનમે, સબ સખીઅન, પરભુકે સંગ ખેલે, રાધા વિચાર કરે મનમેરે. ।। ૩ ।। માહા વસંત, શાંમ ગર નાઈ, કઇસી ધીર ધરૂ મનમે રે, થોડે જલવિના, મીન તલપ રઇ, રાધા તલપ રઈગર અપનેરે. ।। ૪ ।। ફાગણ રંગ, બનાયો સાવરે, જા ખેલે

સંગ કુબજાકે રે, ફેંકે ગુલાલ, હાથ પીચકારી, સખી-
અન ડાલ ગઇ રંગમેરે; હ ॥ ૫ ॥ ચઇતર મહીને,
ચીતારે લાગી, કેરે ફુલ જયું બનમેરે; હ, જેસી બનમેં,
આગ લગત હય વઇસી આગ લગી તનમેરે; હ ॥ ૬ ॥
વઇસાંખ મઇને, ધુપ પડત હય, કોમલ ગાંત રએહરપે
રે, કોમલ ગાતસે, ધુપ લગત હય, કેસી ધીર ધરૂ
મનમેરે; હમકું. ॥ ૭ ॥ જેઠ મઇને, લુ લાગત હય,
મીસરી ઘુટ પીલાઊ હરકુ રે, કોંએ સખીઅન, પર-
જુકા પખાલો, કોએ સખીચમર કરે હરપેરેરે. ॥ ૮ ॥
અશાડ મહીને, ઊમક આઇ બાદલી વીજલી ચમકે
કાલે બાદલમે, ચમક ચમક, ચારૂં દેશ નીહાળે, સુકા
તાલ ભરે છનમેરે; હમકુ. ॥ ૯ ॥

## સંતનો ટેક.

——:000:——

પેટ કટારી રે, પેહેરીને સનમુખ ચાલયા;
પાછા ન વલે રે, કોઇના તે ન રહે ઝાલયા ॥ ૧ ॥
આમા સામા રે, ઉઠે ભાલા અણીયાલા;
તે અવસરમાંરે, રહે રાજી તે મતવાલા ॥ ૨ ॥
સાચા શુરા રે, જેના વેરી ઘાવ વખાણે;
જીવત જુઠું રે, મરવું તે મંગલ જાણે ॥ ૩ ॥
તેની પેરે રે, હરીજન પણ જોઈએ તીખા;
અંતર શતરૂને રે, લાગે અતીવજર સરીખા ॥ ૪ ॥

માથું જાતાં રે, મુખનું પાણી નવ જાવે,
બ્રહ્માનંદ કહે રે, તે સંત હરીને મન ભાવે ॥ ૫ ॥

## રાસુડા.



કાન ઓરા આવો કહું વાત લડીરે, લોલ.
કાન કઇયા હતા કીયા જાઓછો રે, લોલ. ૧
ગોરી ગોકલ હતા મથુરા જાઊંછુ રે લોલ.
હું તો ચોખા કુંકાવટી વીશરીરે, લોલ. ૨
મુને કોઈ ન મલેઓ માનવીનો જનમ્યોરે, લોલ.
મુને કોઇ ન મલેઓ જશોદાનું જનમ્યોરે, લોલ. ૩
કાન ભૂખેયા હોનો ભોજન કરજો શુખડીરે, લોલ.
કાન શુખડી સટાવ શાત ભાતનીરે; લોલ. ૪
કાન તરશેઆ હોતો પાણી પીજો પ્રેમનુરે, લોલ.
કાન કીયાં હતાં કીયાં જાઓછોરે; લોલ. ૫
ગોરી ગોકલ હતાં મથુરાં જાઉછું રે. લોલ.

## રાસુડા.

મારો શાવ શોનાનુ છે બેડળોરે; અધ મણની રે ઇં-ઢોણી. હું તો! પાનીડા ભરવાને ગઇ હતી તલાવડે, કાનુડે કાકર મારી રે. કાનુડે કાકર મારી રે. ફુટી ફુટી બાલાપણની હેળ રે, જીવીને શું કરવું રે, મારો શાશરે ચોરાનું ચોવટીયો; રે મારી ચોવટ કરશે રે. રે મારો શાશુડી સમદ્રમાએલી લેર, ભરેઓરે ભરમ બોલશે રે,

અધમણની ઇંઢોણી, હું તો પાનીડા ભરવાને ગઇ હતી તલાવડરે; કાનુડે કાંકર મારી રે. મારે શોનાનુંછે બેડજોરે.

## ગરબી મુંબઈ શહેર વીશે.

------:0:0:0:0:------

આજ નિરખ્યું મેં મુંબઈ શહેર, સોભા સારી રે
જેને ફરતો છે દરિયો ચોફેર, રચના ન્યારી રે–૧ ॥
વસે જેમાં છે વરણ અઢાર, પુરણ પ્રીત રે;
નથી ઉદ્યમનો જયાં પાર, સુખ સહુ રીત રે–૨॥
દીઠું આગલ ને આ વાર, તેમાં ફેર કેવો રે;
કહુ મુખ થકી સું વરણી યાર, જોવા જેવો રે;–૩॥
દીઠુ નજરે મે જલ જે સ્થાન, સ્થલ ત્યાં શોભેરે;
બન્યા સુંદર બહુ છે મકાન, જોવા મન લોભેરે–૪॥
વલી રસ્તા નવા છે અનેક, બન્યા બાગ જેમાં રે;
જડે મારગ મુજને ન એક, શોધ્યો તેમાં રે,–૫॥
મારા મનમાં ગયોછું મુઝાઇ, ભટકવું પડશેરે ;
સુઝે પ્રથમ મને નવ કાંઈ, ઘર કેમ જડશે રે;–૬॥

## ગરબી.

—:00:—

સુણ ચતુરસુજાણ પરનારીની પ્રીત કબુ નવ કીજીયે જેણે પ્રીત કરી પરનાર તણી એને હઈડે રૂધણ થાય ઘણી એને કુળની લજ્યા કાંઇ ન ગણી. સુણ૦ ॥૧॥

તમે પેહેલા મળશો દુતીને તારૂં સરવશ લેશે ધુતી ને, પછી રેહેશો અંગ ભભુતિને સુણ૦ ॥ ૨ ॥ તમે બેઠા મુછો મરડીને તારૂ કાળજુ ખાશે કરડીને. નહીં મુકે માંસ આંતરડીને. સુણ૦ ॥૩॥ તને પરેમના પ્યાલા પાઇને તારૂં સરવે લેશે વાઇને; તને કરશે [redacted]ખોખા ખાઈને. સુણ૦ ॥૪॥ મીતમના સ્વામીછો પ્યારા તમને ગોપીઓ કરે કાલાવાલા, તમે દરશન દોને મોરલીવાળા.સુણ૦ ॥પ॥

## ગરબી.

—:oo:—

મારારે સ્વામી મારાથી છોટા;
કહે સખી કયારે થશે મોટા. મારા૦ ટેક
બાળપણામાં પરણીને હરખી;
પરણ્યો પરણી વીના પરખી, મારા૦ ॥૧॥
કજોડાની કહાણી સુણી રડતી,
સમાઇ જાઉ માગ જો દે ધરતી મારા૦ ॥૨॥
પતી પેહેરી પોતડી નવ જાણે,
કહે એ તે પરણી શું સુખ માણે મારા૦ ॥૩॥
ચતુર હું ચઉદતની પૂરી,
નહાનો નાથ નવનો મરૂ ઝુરી મારા૦ ॥૪॥
કકો કાહાડી જાણે નહી કદી
કાપે મારા કાળજડાં ભેદી મારા૦ ॥પ॥

સહુ સખી સાન કરે સાલે,
કજોડાની ભારજા કહી બાળે  મારા૦ ॥૬॥
સખીરે મારે કરમે કજોડુ છે.
તેથી આખા જગમાં વગોણું છે;  મારા૦ ॥૭॥
કહે દુઃખ અંતર કયાં કહીએ.
ક્યાં શુધી મઈયરમાં રહીએ  મારા૦ ॥૮॥
માબાપોએ જોડું નવ જોયું
જોબન મારૂં એળે તો ખોયું,  મારા૦ ॥૯॥
રોજે પાસુ મરડીને સુવે,
અડુંરે અંગે બોલાવું રૂવે,  મારા૦ ॥૧૦॥
મળ્યો મને નાવલીયો નાનો,
રડે કેમ કરીને રાખું છાનો.  મારા૦ ॥૧૧॥
અલી આજે કાળ મારે કરવો,
સંકટ સમે દોષ તે નવ ગણવો.  મારા૦ ॥૧૨॥
મારી ભેટ આખરની જાણી,
ભેટી લે તું પ્રેમ પ્રિયા આણિ.  મારા૦ ॥૧૩॥
જીવો તમે ઝાંઝા દીવસ જગમાં,
મારે હવે.એનાં તો સ્વપનાં  મારા૦ ॥૧૪॥
અરજ આ તું આલી ઉર ધરજે.
જાહેર સઉને મારૂ દુઃખ કરજે.  મારા૦ ॥૧૫॥
કજોડાંથી કષ્ટ ઘણા રહેછે.
કજોડાંની આંખે આસું વહેછે.  મારા૦ ॥૧૬॥

## બધા દહાડા સરખા નથી તે વિશે.

———o:o:o———

સમજો સંસારી રીત, સૌ દિન નથી સરખા;
દુખમાં શિદ થા ભયભીત, સુખમાં શિદ હરખા ટેક.
કોઇ દિન લીલું લીલું સઘળે, દીસે લીલા લહેરરે;
તેમજ કોઈ દિનમાં તો દીસે, ઘણી સમૃદ્ધી ઘેર. સૈ.૦૧
કોઈ દિન ટાઢ પડે તન ઉપર, હડ હડ ધ્રુજે હાડરે;
તેમજ કોઇ દિન તન કંપાવે, ઉપજે શતુ અનાડ. સૌ૦૨
કોઈ દિન તો પરિતાપ તપેને, ઉકળે શોણિત અંગરે
તેમજ ચિંતા અતિશે ઉપજે, ઉતરી જાય ઉમંગ સૌ૦૩
ઉતરાયનથી એક મિનિટ નિત્ય, દિન ચડતો દેખાયરે
દિસે છ મહિના પછી દહાડો, એજ રિતે ઘટિ જાય.સૌ.૪
તેમજ ચડતી પડતી હાલત, જગમાં સાનિ જણાય રે;
જ્ઞાની તો ધીરજ મન ધારે, અજ્ઞાની અકળાય. સૌ૦૫
કોઇ દિન દીસે દિવાળી સરખા, હોળી કોઇ દિન હોયરે
એમજ ચાલે રીત અસલથી, કલેશ ન કરશો કોય. સૌ૦૬
ટાઢ પડે ત્યારે ડગલી, પહેરો, પંખો લ્યો જોઈ ઘામરે;
અકળાશો નહિ ઉપાય શોધો, અનેક રીતે આમ. સૌ૦૭
કષ્ટ તણો તો કદી ન આવે, અકળાયાથી અંતરે;
ઉપાય કરીને છેડો આણો, ધીરજથી ધીમંત. સૌ૦ ૮
ચંદ્ર કળા બબે ઘડી ચડતી, રાતે દીસે રોજ રે;
પંદર દિવસ પછી થાય પડતી, બીજાનો શો બોજસૌ.૯

કોઈ દિન નદીએ નીર ઉછળતાં, ભાસે અતિ ગંભીરરે;
વળિકોઇ દિન એવો આવે જે; ન મળે તેમાં નીર. સૈ૦૧૦
ઈચ્છાથી ઈશ્વરે ઠરાવી, અવધ ટળે કયમ એહ રે
ભલે પિયુ પિયુ કરે બપૈયો, અવધે આવે મેહ. સૈ૦૧૧
અવધે આવી ઉભું રહેશે, સુખ દુખ એવી રીતરે;
પણઈશ્વર સુખ આપી શકે છે, કરો પ્રભુપર પ્રીત.સૈ.૧૨
ધીરજ આપદ કાળે ધારો, પ્રભુને કરો પ્રણામ રે;
દિનદયાળ સદા સુખ તમને, દેશે ગેલાભાઈ. સૈ૦ ૧૩

## ગરબી.

—:0:0:—

આવના આવના આવનારે, શામ મેરી ગલીસે આવના; આવના તો દુરસે બતાવનારે, શામ મેરી ગલીસે આવના. ॥ ટેક ॥ તેરેરે ખાતર બાગ બનાયારે, ફુલકે હાર ગુથાવનારે. શા૦ ॥ ૧ ॥ તેરેરે ખાતર દહી જમાયારે, પ્યાલા ભરી ભરી પાવનારે શા૦ ॥૨॥ શેવ સુંવાલીને લાપશીરે; રૂચી રૂચીરૂચી ભોગ લગાવનારે. શા૦ ॥ ૩ ॥ લવંગ સોપારી ને એલચી રે, પાનુકી બિડિયાં ચાવનારે. શા૦ ॥ ૪ ॥ બાઈ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર રે, ચરણ કમળ ચિતલાનારે શા. ॥ ૫ ॥

## ગરબી.

—:0:0:0:—

હાંરે જુમનાની તિરે વહાલો;
હાંરે જીવણને જોવા ચાલોરે. જુમ૦ ૧ ॥

હાંરે જુમનાની તિરે વહાલો ધન ચરાવે;
હાંરે મોરલી બજાવે નંદલાલોરે. જુમ૦ ૨ ॥
હાંરે ઘણે દહાડે ઘેર આવ્યા નહીંરે જાવા દેઊં;
હાંરે મઠે મનખાદેહીનો લાવોરે. જુમ૦ ૩ ॥
હાંરે હરીભરના હરી છો રંગ રસીયા;
હાંરે માઠે ઘેરીને ઘરમાં ઘાલોરે. જુમ૦ ૪ ॥

## નંદજીની ગરબી.

———:o:o:o:———

તમેરે નંદજી ગોકુલ સાંચરોરે, ઉતરાવો જુમનાજી-નો ઘાટ જો મારી માને નહી હોય ગોઠતુરે, જસોદા જોતાં હશે વાટજો; ન કરે માત પિતા તે તમે કરયુ રે, અમને બહુ લડાવ્યાં લાડજો, અમને નાનેથી મોટાં કરયાંરે, તેના શીશા માનુ પાડજો, મારી છે પચરંગી લાકડીરે, વાગતી વેણ રસાળજો; તેને તમે સંભારીને મુકજોરે, રખે લેઈ જતા ગોવાળજો; મારી શહસ્ત્ર ગોરી ગાવડીરે તેને તમે હાથ ફેરવી જાજોજો, કહે રૂઘનાથના સ્વામી નંદને રે, અમપર કૃપા દ્રષ્ટે જોજોજો. ૪॥

## ગરબો.

—:o:o:—

ગોકુલીએ લઈ ચાલો હરી, ઓધવ રાજ અમને ઓધવ માધવલાલ અમને;—ઓ૦ ૧॥ આની તીરે ગંગા ને પેલી તીરે જમુના, વચમાં ગોકુલીઉ રૂડો ગામ હરી;—ઓ૦ ૨ ॥ થોડે થોડે જલમે મછલડી રે તલપે,

તલપ તલપ જીયા જાય હરી;—ઓ૦ ॥ ૩ ॥ ઊંડા કુવામેં ઊતારીઆ રે અમને, મેહેલી ઠેલી સીદ જાઓ હરી;—ઓ૦ ॥ ૪ ॥ સેરી ભલી પણ સાંકડી રે, નગર ભલા પણાધર દુર હરી;—ઓ૦ ॥ ૫ ॥

## કૃશ્નજીના મહિના.

———-ooo:———

કારતકે ક્રસ્ન ગયા મેલી, આંખડીએ આંસુની હેલી; ગોપી ફરે ગોકુળની ઘેલી, ઓધવજી નારે ઘટે તમને. સદ્યાર થાઓરે વહેલી, વાંકા અંબોડા મેલી; ગોરી એના જોબનમાં ઘેલી. ઓધવજી૦ માગશર—મારે મંદિરમાં રહેતાં, ભેળાં બેશી ભોજનીઆં જમતાં હવે અમે કેમ નથી ગમતાં ઓધવજી૦ પોસે તો પ્રત કરી પેહેલી ગોરધનનાથ ગયા મહેલી વધાઈ મોકલજો વેહેલી ઓધવજી૦ કુબજા સોક્ય થઈ સાલે વહાલો મારો મથુરામાં મહાલે; તરછોડયાં નંદનણે લાલે ઓધવજી૦ ફાગણ રંગ રમતા હોળી, સુંદરે પેહેરી ચરણાંને ચોળી; કંકુ કેસરમાં ઘોળી. ઓધવજી૦ ચઇતરે ચિત ક્યાં ચુક્યાં તન અટવાઈ મારાં સુક્યાં નારિએ નિસાસા મુક્યા ઓધવજી૦ વઈશાખે વાટ જુએ ગોપિ, લજ્યા માબાપતણી લોપિ; પ્રિતિ કુબજાને સોંપી, ઓધવજી૦ ત્રટ આવી દાણ લેતા દાડી, મથુરામાં રંગ રમતા નારી; તે કેમ ભુલ્યા ગિરધારી ઓધવજી૦ જેઠે જાદવકુળને હર્શીએ, તારી મારી કીધીછે રસિએ; હવે

હરી ગોકુળમાં વશિએ ઓધવજી૦ અશાડે મેવલીયો ગાજે, તેથી મારાં દિલડાં તો દાજે; મુકયા એકલડાં

**પતીનાં મરણ પાછલ વીધવાનો વીલાપ.**

———:0:0:0:———

વ્હાલા મુજને છોડી વ્હેલો કહાં ગયો; આંખોમાંથી જળની ધારા જાય જો, ટહાડો વાઇ અંગે તાવ ધીકી રહયો; લખ્યો આંક તે કેમ કરયો ન ટળાયજો, વ્હાલા ॥ ૧ ॥ મ્હારૂં કહેલું સંધું મીથ્યા થાય રે; એક ઘડી પણ ઠરયો ન તું મુજ પાસજો, દીલમાંથી પળ-ભર પણ ના વીસરાય રે. હું તો રાખું દીલાસાની આશ જો. વ્હાલા ॥ ૨ ॥ નીદરામાંથી ઝબકી 'પ્યારા' હું વદી; આવી તુને ઝટ વળી ભેંટી જાઉં જો, મુજ દીલમાં નાં ઝાંખો થાય તું કદી; રાત્ર દીવસ હું વી-જોગે મુઝાંઊં જો. વ્હાલા ॥ ૩ ।. હૈડામાંની ભઠ્ઠી બાળે મુજને; તેથી દાઝી જીવડો ઊડી જાય જો કહાં જઇને ઝડપું હું જીવડા તુજને; હાથ પગો તો પાછા બહુ ખેંચાય જો; વ્હાલા ॥ ૪ ॥ જોર હવે રહયું નહીં રે મારા તનમાં; પ્રેમ ભારથી આંખો ખુબ દબાય જો, કોનું કહયું લાવું નહીં કંઈ મનમાં; સાંજ મુને તો ખસુસ ખાવા ધાયજો, વ્હાલા ॥ ૫ ॥

**સુંદરબાઇને સાસરે જતાં શિખામણ.**

———:0:0:0:0:———

" અચકો મચકો કારેલી "—એ રાહ.

સુંદબાઇ ચાલીઆં સાસરીયે; માબાપ શીખાંમણ

આપે બેહન, લાજ વધારજો લાખેણી,—ટેક. ॥ નીચા કુળની નીર્લજ નારી; ભરથારનું વેણ ઉથાપે બેહેન.—લાજ. ॥ ૧ ॥ સાસુજી કહે તે સાંભળજો; કોઇથી વઢવાડ ન કરશો બેહેન;—લાજ; સાંખી રહેજો બોલ્યું સહુનું; અભીમાન અંતર ધરશો બેહેન;—લાજ. ॥ ૨ ॥ ઘરમાં બેઠાં ધંધો કરીયે; પરઘેર ઘણું નવ જઇએ બેહેન;—લાજ; તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહયાં; તમને ઝાઝું શું કહીયે બેહેન.—લાજ. ॥ ૩ ॥ મેલાં ઘેલાં તો નવ રહીયે; ચટકો મટકો નવ કરીએ બેહેન;—લાજ; કોઇ વાત કરે વાંસે લોકો, એવું ન કદી આચરીએ બેહેન.—લાજ. ॥ ૪ ॥ જે સપુત છે સારી છોડી, મા બાપની લાજ વધારે બેહેન;—લાજ; મણી લોહ તણુ સોનું કરશે, સોબતીને એમ સુધારે બેહેન.—લાજ. ॥૫॥ જે સંપ સગાંથી તોડેછે; કોઈ વખત હાથ ઘસેછે બેહેન;—લાજ; જે સઉનું સારૂં ઇચ્છે છે, તેના દીલમાં દેવ વસેછે બેહેન.—લાજ. ॥ ૬ ॥

## શીવજીનો ગરબો.

——:000:——

થયાછો શબ્દ થકી સાકાર, શીવજી શેરીયા રે;
મોટા મહાજોગી જટાધાર, શીવજી શેરીયારે—૧
આપે ઇચ્છા કીધી એક, શીવજી શેરીયા રે;
નીરમીયા નામ અનેક, શીવજી શેરીયા રે—૨

ઘટ ઘટ વીશવનાથનો વાસ, શીવજી શેરીયારે;
એવણ ખાલી ન એક અવાસ, શીવજી શેરીયારે—૩
બીરાજે જટા જુટમાં ગંગા, શીવજી શેરીયા રે;
ગુણવતો ગીરજા શોભે સંગ; શીવજી શેરીયારે—૪
શીતલચદ્દર ધરેયો છે શીશ, શીવજી શેરીયારે;
સવામી સકલ ભુવના ઇશ; શીવજી શેરીયારે—૫
તીલક ધન શોભે પ્રીલોચન, શીવજી શેરીયારે;
ઝલમલ ચલકે પંચ વદન, શીવજી શેરીયારે—૬
તમને વ્યાપે નહી વીખપાન, શીવજી શેરીયારે
નીરંજનની લંકાઠ ભગવાન, શીવજી શેરીયારે;—૭
શરવણે શોભે કુંડલ સાર, શીવજી શેરીયા રે;
વીભુતી રૂંઢમાલ ઉરહાર, શીવજી શેરીયારે—૮
દશ ભુજ દીશે દક્ષીણ વામ, શીવજી શેરીયારે;
કરોછો સેવકનાં શુભકામ, શીવજી શેરીયારે—૯
પીનાક પાણી શરંગી સંગ, શીવજી શેરીયારે;
ત્રીશુલ પાણી છે ત્રીપંખ, શીવજી શેરીયારે—૧૦
કરમાં કંકણ ડમરૂ ડાક, શીવજી શેરીયારે
ભીક્ષા ભોજન શાકને પાક, શીવજી શેરીયારે—૧૧
અદભુત આયુધ તીક્ષણ સાર, શીવજી શેરીયારે;
કરવા કુટીલતણો સંહાર, શીવજી શેરીયારે—૧૨
વીભુતી વાઘાંબર પરીધાન, શીવજી શેરીયારે;
વાલું વસતી થકી સમશાન, શીવજી શેરીયારે—૧૩

ઉતમ ઉપવીત કાલા નાગ, શીવજી શેરીયારે;
ગમેછે ગાન તાન રંગ રાગ, શીવજી શેરીયારે—૧૪
નંદી ભરંગી નાચે ગાય, શીવજી શેરીયારે;
ગાય વજાડે ઘેલા થાય, શીવજી શેરીયારે—૧૫
શોભે વરષભતાણું વાહન, શીવજી શેરીયારે;
ધમકે ઘુઘર માલ રતન, શીવજી શેરીયારે—૧૬
ભાવે ભાંગ ધંતુરો ચાવો, શીવજી શેરીયારે,
ઇછાએ જાગ જગનમાં આવો, શીવજી શેરીયારે—૧૭
આલગ કરે અશ્ટ મહા સીદ્ધી, શીવજી શેરીયારે;
દવારે દાસીછે નવ નીધી, શીવજી શેરીયારે—૧૮
ભારે સેના ભઈરવ ભુત, શીવજી શેરીયારે;
ડાકણ શાકણ ને જક્ષ દુત, શીવજી શેરીયારે—૧૯
સોંપયા સેવકને ભંડાર, શીવજી શેરીયારે;
તમારો કુબેર કામદાર, શીવજી શેરીયા રે—૨૦
કરતા કોટી કોટી બરહમાંડ, શીવજી શેરીયારે;
તમારો અદભુત ખેલ અખંડ, શીવજી શેરીયારે—૨૧
તમારો ખાલી ન પડે ખેલ, શીવજી શેરીયારે;
બલે વલી દીપક તે વણ તેલ, શીવજી શેરીયારે—૨૨
શોભે શાવ શકતીનો રાસ, શીવજી શેરીયારે;
બહુ વીધ સરખે બારે માસ, શીવજી શેરીયારે—૨૩
વરણન કરીશ કે નહીં વેદ, શીવજી શેરીયારે;
બરહમા ઇંદર ન જાણે ભેદ; શીવજી શેરીયારે—૨૪

ભુતલ ભાવે પ્રગટો રાજ, શીવજી શેરીયારે;
કરોછો સેવકનાં શુભ કાજ, શીવજી શેરીયારે—૨૫
હેતે હાંસલપુરમાં આવયા, શીવજી શેરીયારે;
સાથે પરીવાર સહુ લાવયા, શીવજી શેરીયારે—૨૬
દરશન દાસલડાંને આપયાં, શીવજી શેરીયારે;
દુખડાં કાટી જનમનાં કાપયાં. શીવજી શેરીયારે—૨૭
પુજા અનેક પ્રકારે થાય, શીવજી શેરીયારે;
ભકતો ભાવે કીરતન ગાય, શીવજી શેરીયારે—૨૮
જમે રમે ત્યાં વીપરો વૃંદ, શીવજી શેરીયારે;
કરેછે અષટ પહોર આનંદ, શીવજી શેરીયારે—૨૯
ગરબો ગુરૂ પ્રતાપે ગાયો, શીવજી શેરીયારે;
વાડવ વચને ઠીક ઠરાયો, શીવજી શેરીયારે—૩૦
હરી હર શકતી સરખાં જાણું, શીવજી શેરીયારે;
તેમાં અંતર રેષ ન આણું, શીવજી શેરીયારે—૩૧
ગરબો શીખે શુણે ને ગાય, શીવજી શેરીયારે;
તેને મન વાંછીત ફલ થાય, શીવજી શેરીયારે—૩૨
કીધાં ભીડ-ભજનનાં કામ, શીવજી શેરીયારે;
ચારે જુગમાં ચાલયું નામ, શીવજી શેરીયારે—૩૩
આપો મુકતીને ભંડાર; શીવજી શેરીયારે
તમે છો વડો દેવ દાતાર; શીવજી શેરીયારે—૩૪
કહયાં પદ પ્રાતે પાંત્રીશ, શીવજી શેરીયારે;
ગાતાં રીઝયા ઉમયા ઇશ, શીવજી શેરીયારે—૩૫
રસીક કહયો રાજનો રાશ, શીવજી શેરીયારે;
જાણે લધુનાથ નીજ દાસ, શીવજી શેરીયારે—૩૬

# મુખ્ય તિર્થોની ગરબી.

——.0000:——

ચાલો સખી તિર્થો સૈ ગણીએ, ગણી કરી જાંણીતાંથ ઈએ લેખી લઈ લક્ષમાં સૈ લઈએ.—ચાલો સખી. ૧ ॥ પશ્ચિમ પાસે દ્વારીકાં પેખો, દર્શન દેવ ત્રિક મજી દેખો; બેટે શંખનારાયણ લેખો—ચાલો સખી ૨ ॥ શેત્રુજ્ય શ્રાવકનું ધામ, પાલીતાણા પાસે તે ઠામ; ગોહિલવાડે આવ્યું તે ગામ.—ચાલો સખી. ॥૩ નદી જુવો નરમદા તે ધારી, મહિમા એના તિરથનો ભારી; કાંઠે નાહાવા ચાંણોદ કન્યાળી.—ચાલો સખી. ૪ ॥ ખેડા જીલ્લે ડાકોરછે ગામ, રણછોડજીનું રૂડું ત્યાં ધામ; નિર્ણય કરી નિરખોતે નામ. ચાલો સખી. ॥ ૫ ॥ મેવાડે જો મન ગમતો માવો, નાથ દ્વારે શ્રીનાથજી આવો દર્શન કરી વૈષ્ણવ લે લાવો. ચાલો સખી. ॥ ૬ ॥ હર દ્વારે હરનુંછે ધામ, ઊત્તરમાં આવ્યું તે ઠામ; ભુલો નહીં ભણતાં તે નામ—ચાલો સખી. ॥૭॥ જુવો જુગતે ગોકુળ મથુરાં જઇ વહેજો જુમનાં નદી ત્યાં થઇ ઓપે છબી રાધા કૃષ્ણની અહીં.—ચાલો સખી ॥ ૮ ॥ સંગમ જુવો ગંગા જુમનાંનો, થયો પ્રાગ આગે નહીં છાંનો; મોટું તિરથ નક્કી એમાંનો.—ચાલો સખી. ॥ ૯ ॥ પુરી કાશિ કેહેછે બહુ સારી, ગંગા તિરે તિરથ ત્યાં ભારી; ધ્યાંને કાશિ વિશ્વેશ્વર ધારી.—

ચાલો સખી. ॥ ૧૦ ॥ પુરવ પાસે પુરાતન પ્રખ્યાત, જગંનાથ જુવોજઇ સાક્ષાત; જરા જયાં ન જાતી ભેદની વાત.—ચાલો સખી. ॥ ૧૧ ॥ દક્ષિણ માં દિલથી તમે દેખો, સદાશિવ રામેશ્વર પેખો; લખી રાખી લક્ષથી સૌલેખો.—ચાલો સખી. ॥ ૧૨ ॥ જાએજો ગોદાવરી નાહાવા, ભુલે ન તે ત્રંબકેશ્વર જાવા, વિગતે વર્ણી વિનવે ગેલાભાઈ.—ચાલો સખી. ॥ ૧૩ ॥ શિખી રાખો સ્નેહે સૌશાંણી, ગણી કરી મનમાં સૌજાંણી, નકશે નિરખી રાખો એંધાંણી.—ચાલો સખી. ॥૧૪॥

## કૃષ્ણ રાધાને કહે છે.

——:00(: ——

સાંભલ વચન મહારૂં કૃષ્ણ કહે કામની જો,
તે તો મન મારૂં ભમાવ્યું છે ભાગની જો—સાંભલ વચન ટે.
બધી વિશ્વને નમાવેછે તું માહરી જો,
મને પીડે પ્રેમ રૂપી માયા તાહરી જો—સાંભલ વચન. ૧
શેષ શંકર સરવ માયામાં વસી રહયા જો,
તારા પ્રેમમાં વહાવાયો હું તો સરવથા જો—સાંભલ વ૦ ૨
તહરા સનેહ આગલ તું મુજને દેખે નહીં જો,
જેમ શુર સામો શુર ન દેખે સહી જો—સાંભલ વ૦ ૩
તું તો રાત દીવસ વીસરતી મને નથી જો,
માહરા હઇયાનું દુખ કોની આગલ કહું કથી જો—સાં૦ ૪
નીદ્રા નાવે મને ભોજન નથી ભાવતું જો,
દુઃખ પ્રેમીની આગલ કરૂં છું છતું જો—સાંભલ વ૦ ૫

માતા જસોદા કહેછે જમતો નથીજો,
બાપ શું છે તને દુઃખ મને કહે કથીજો—સાંભલ વ૦ ૬
એવું સાંભલી હું તેના સામું જોઈ રહુંજો,
મારી માત આગલ હઈયાનું હેત કયમ કહુંજો-સાં૦ ૭
તાહારા જેવી બીજી જુગમાં કો નવ મલે જો,
સતય માનજે તું મારૂં કહયું નવ લહેજો—સાં૦ વ૦ ૮
પરમેશવરે રૂપ તુજને શીદ આપીયુંજો,
આપી તનડું હમારૂં સંતાપીયુંજો—સાંભલ વ૦ ૯
તાહારૂં વદન જોઇ ભમયો હું તો ભામની જો,
મોહ પમાડયો તેં મુજને ગજગામનીજો—સાં૦ વ૦ ૧૦
દયા આણીને નમેરા નવ થઈયેજો,
ચતુર હોય તેને ઝાજું મુખ સું કહીયેજો—સાં૦ વ૦ ૧૧
વીધાત્રીએ એવું મુજને શીદ આપીયુંજો,
તારા રૂપમાં ત્રીલોક નથી વયાપીયુંજો—સાંભ૦ વ૦ ૧૨
મનમાં જાણેછે કે કેવા મનાવેછ મુજનેજો,
એવો રીસાવીશ જે પગે લગાડીશ તુજનેજો—સાં૦વ૦૧૩
પહેરી નવનવા સણગાર સાથ હીંડીએજો,
ડાહયા થઈને કહોને નવ પીડીએજો—સાં૦ વ૦ ૧૪
તહરાં ચરીત્ર તે સરવ મુને જાણુછે જો,
પ્રાણ બે જુદા તે એક સમાન છે જો—સાંભલ૦ વ૦ ૧૫
તું તો ઘણી સારી લાગેછે મુને પરેમદાજો,
જુદાગીરી તું રખે કરે હુંથી કદા જો—સાં૦ વ૦ ૧૬

એવું સાંભળીને રાધાજી ચરણે નમયાં જો,
રસીક વચન બોલ્યા નાથને ઘણાં ગમયાં જો—સાં૰ ૧૭
મધુર વચન બોલી વહાલાને ગોપી હસી જો,
દયા પ્રીતમની પ્રીત રૂદેમાં વસી જો—સાંભ૰ વ૰ ૧૮

## વિદ્યા વેલડીની ગરબી.

———:o:o:o:———

તું તો દોલતની દાતારરે, વિદ્યા વેલડીરે ;
તારો પ્રતાપ અપરમ પારરે, વિદ્યા વેલડીરે. ટેક.
તું બની પ્રભુના બાગમાંરે, ભલિ શોભી સારા ભાગમાંરે;
પામી વિશ્વવિષે વિસ્તારરે, વિદ્યા વેલડીરે. ૧
તારા ને સૂર્ય સુધી વધીરે, બહુ રોકી તેં પૃથ્વી બધીરે;
પાતાળે કીધો પેસારરે, વિદ્યા વેલડીરે. ૨
જન મનમાં તારૂં મૂળ છેરે, શોધકતા સારાં ફૂલછેરે,
પાકયાં ફળતો વિવિધ પ્રકારરે, વિદ્યા વેલડીરે. ૩
વાહન ને વસ્ત્રો વાસણોરે, ઘેર ઘેર જે માલ બીજો ઘણોરે;
તેતો તારાં ફળ નિરધારરે, વિદ્યા વેલડીરે. ૪
ભોજન ચીજોબહુ ભાતનીરે જગમાંબીજી બહુજાતનીરે
એતો તારોછે આભારરે, વિદ્યા વેલડીરે. ૫
રસઉત્તમતુજફળમાંરહેરે,કવિકો વિદ્વજન મુખથીકહેરે
સુખ પામે તેથી સંસારરે, વિદ્યા વેલડીરે. ૬
જે રસ તારો પ્રીતે પીએરે, તે ઇશ્વરને ઓળખી લીએરે,
ઉચરે અગમગતિ ઉચ્ચારરે, વિદ્યા વેલડીરે. ૭

જે જનને મનતું જામશેરે, સન્માન સભામાં પામશેરે;
તુ તો સજજનનો શણગારરે, વિદ્યા વેલડીરે. ૮
જે જનથી તું દૂરે રહીરે, તે નરનારી જાતે નહીરે;
તેતો પશૂતણો અવતારરે, વિદ્યા વેલડીરે. ૯
તું સંકટમાં સાથે રહેરે, તું દુઃખતણા વનને દહેરે;
તુંતો નોધારા આધારરે, વિદ્યા વેલડીરે. ૧૦
તારિછાયાછેશીતળ સદારે,જ્યાં ઉપજેનહીંકાંઈઆપદારે
તુંતો અકળ કળા અંબારરે, વિદ્યા વેલડીરે. ૧૧
તું થિરઠરિથઈઆઠામનીરે,કર કુશળ પુરૂષને કામનીરે;
વિનવે ઘેલાભાઈ વારમવારરે, વિદ્યા વેલડીરે. ૧૨

## હિત શીક્ષાવિશે ગરબી.

———:o:o:o:———

સાંભળજો સજ્જન નરનારી, હેત શિખામણ સારી-જી; રીશ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરવારી; ટેક— સુણજો સાંજનોરે. વેશ્યાસાથે વણજ ન કરીએ, નીચશું નેહ ન ધરીએજી; ખાંપણ આવે, ઘરધન જાવે, જીવીતને પરહરીએ; સુણજો, ૧।। કામવિના પરઘર નવ જઇએ; આળે ગાળ ન દીજેજી; બળીઆસાથે બાથ નભરીએ, કુટુંબ કળહ નવ કીજે; સુણજો, ૨।। અણજાણ્યાશું ગામ ન જઇએ, ઝાડ તળે નવ વસીએજી; હાથી ઘોડા ગાડી જાતાં, દુરજનથી દૂર ખસીએ; સુણજો, ૩।। રેમતો કરતાં રીશ ન કરીએ, ભય મારગ નવ જઇએજી;

એ જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએ; સુણજો, ૪ા હુંકારાવણ વાત નકરીએ, ઇચ્છાવણ નવ જમીએજી; ધન વિદ્યાનો મદ પરહરીએ, નમતાસાથે નમીએ; સુણજો, મુરખ, જોગી, રાજા, પંડિત, હાસ કરી નવ હસીએજી; હાથી, વાઘ, સરપ, નર વઢતાં, દૂર દેખીને ખસીએ; સુણજો. ૫ા કુવા કાંઠે હાંસી ન કરીએ, કેફ કરી નવ ભમીએજી; વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએ; સુણજો.૭ા ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરીએજી; પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરીએ; સુણજો.૮ાનામુ માંડો, આળસ છાંડો, દેવાદાર ન થઇએજી; કષ્ટ ભયાદિક થાનક વરજી, દેશાવર જઈ રહીએ; સુણજો. ૯ા માતા ચરણે શિશ નમાવી, બાપને કરી સલામોજી; નિત્ય પ્રભુને વિધીએ વંદી, કરીએ સારાં કામો; સુણજો. ૧૦ા લોકિક લોકોત્તર હિત શિક્ષા; રૂડી રીત રચેલીજી; પંડિત શ્રી શુભ વીર વિજય; મુખવાણી મોહનવેલી; સુણજો. ૧૧ા



# જાહેર ખબર.



કચ્છ મહારાઓ શ્રી ખેંગારજી લાયબ્રેરીમાં મુંબઇ બહારકોટ માંડવી અંદર-મિ૰ ગેલાભાઇ લીલાધર ને ત્યાં નીચે લખેલા પુસ્તકો છુટક તથા જથાબંધ વેચાતાં મળશે.

| વેચવાના પુસ્તકો. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| જૈન વિવેક વાણી ... ... ... ... ... | ૩ | ૦ | ૦ |
| ગોલ લાકડાના ગજ દોરીના હીસાબની બુક... ... | ૦ | ૧૨ | ૦ |
| લોક પ્રીય કથા સંગ્રહ ભાગ ૧. ... ... ... | ૦ | ૬ | ૦ |
| જૈન દીપક સ્તવનાવલી... ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| પગાર ગણીત... ... ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| ગરબા સાર સંગ્રહ ... ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| લોક પ્રીય ગાયન રસ ભાગ ૧-૨ ... ... ... | ૦ | ૪ | ૦ |
| માહાદેવ મહીમા શંકર સ્તુતિ ... ... ... | ૦ | ૧ | ૦ |
| જૈન ગાયન પ્રકાશ રતનાવલી ... ... ... | ૦ | ૧ | ૦ |
| ગરબા સંગ્રહ ... ... ... ... ... ... | ૦ | ૧ | ૦ |

---

☞ મુંબઇમાં નીચે લખેલા ઠેકાણેથી પુસ્તકો વેચાતા મળશે.

**કોટ**—જહાંગીરજી બેજનજી કરાંણી. **ધોબીતલાવ**-એરચશા કરાંણી. **ભુલેશ્વર**—જેષ્ઠારામ મુકુંદજી.—દામોદરદાસ ઇશ્વરદાશ. **ભીંડી બજાર**—મીયાં અબદુલ સકુર અને કાજી ઇશમાલ.-વોરા ઇસુફઅલી કરીમજી-શેખ નુરૂદીન જીવાખાન. **માંડવી**---રૂગનાથ પરશોતમ જકરીયા મસીદ---જાની જેઠા દુલભજી.—ભીમસીંહ માણેક. **અમદાવાદ**—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—**રાજકોટ**-લખમીચંદ ઉત્તમચંદ. **ભાવનગર**-જૈનધર્મપ્રસારક સભા. **પોરબંદર**-મોનજી ભીખા.

:00: